# શ્રી ઇડર પ્રજાકીય પરિષદ્.

## પ્રથમ અધિવેશન.

તા. ૧૨—૧૩—૧૪ માહે જુન સને ૧૯૨૭.

## પ્રમુખશ્રી:—માણીલાલ હરીલાલ મહેતા.

બી. એ. એલ, એલ. બી.

## નું ભાષણ.

સ્વાગત મંડળના પ્રમુખ સાહેબ, તથા ભાઇઓ અને બહેનો.

ઈડર જેવા પ્રાચીન નગરમાં આજે જે પરિષદ ભરાઇ છે તેનું પ્રમુખપદ મને આપી ઇડરની પ્રજાએ એક સાદા સેવકનાં કામની કદર કરી છે એમ હું માનું છું છેલ્લા દશ વર્ષની મારી રાજ્યદ્વારી ક્ષેત્રમાં કરેલી સેવાનો અનુભવ આપની આગળ રજુ કરવાની આ ઉત્તમ તક મને આપી છે. તે માટે આપ સર્વેનો હું અંતઃકરણ પૂર્વક ઉપકાર માનું છું હું દેશી રાજ્યનો વતની નથી; છતાં રેવાકાંઠા એજન્સીનાં નાનાં મોટાં દેશી રાજ્યોની મધ્યમાં રહી તેમની સાથે નિકટનાં સંબંધમાં આવ્યો છું, અને ત્યાંની રઈયતના સુખ દુઃખમાં ભાગ લેવાની તીવ્ર ઇચ્છાથી તેમની સેવામાં કેટલોક સમય પણ મેં ગાળ્યો છે; અને તેજ ઇચ્છાએ મારા પડોશી મહીકાંઠા એજન્સીનાં રાજ્યો સાથે મારો સંબંધ બંધાયો છે. મહીકાંઠા અને રેવાકાંઠા એજન્સીનાં રાજ્યોની પ્રજાની સ્થિતી એક સરખી પછાત છે. વ્યાપાર વણજમાં, ખેતીવાડીમાં તેમજ કેળવણીમાં આ

પ્રદેશ વિસરાયલો છે હિંદના અગ્રેસરોની કે જાહેર વર્તમાન પત્રોના અધિપતિઓની કે મોટા અમલદારોની દ્રષ્ટી આ મુલકપર સહેજે પડી નથી અને તેથી ત્યાંના રાજાઓ, ઠાકોરો, અને પ્રજા સૌ અઢારમી સદીમાં પડયાં હોય તેવી તેમની સ્થિતિ છે.

હિંદુસ્તાનની પ્રાચીન રાજકીય સંસ્થા અને તેની જાહોજલાલીનાં ભાગ્યાં તુટયાં ચિન્હ આપણે દેશી રાજ્યોમાં જોઇએ છીએ. "આપણું રાજ્ય" એમ કહી મગરૂર થવાની તક આપણે આ દેશી રાજ્યોથી મેળવી શકીએ છીએ; રાજ્યદ્વારી ક્ષેત્રમાં મુત્સદીપણું તથા રાજ્ય નીતિ બતાવવાની તક હિંદીઓને દેશી રાજ્યોમાં મળે છે. દેશી ધર્મ-કળા અને હુન્નરને ઉત્તેજન પણ દેશી રાજ્યોમાં વિશેષ મળી શકે છે, એટલે દેશી રાજ્યો પૃથ્વી ઉપર હિંદનો ભાગ્યો તુટયો પણ રાજકિય દરજ્જો ટકાવી શકયાં છે. પરંતુ જે રાજાઓ પોતાની પ્રજાને પુત્રવત્ત માનતા, તેમના સુખે સુખી અને દુઃખે દુઃખી હતા, તેમનું પ્રથમ કર્ત્તવ્ય પ્રજાની સેવા અને રક્ષણ હતું અને તેથી જેઓ દેવરૂપ, ઇશ્વરનાં અંશરૂપ મનાતા તેમનાં વંશજોની સ્થિતિ હાલ કેટલી બદલાઇ ગએલી આપણે જોઇએ છીએ, જે રાજાઓ પહેલાં પોતાનાં બાહુબળ ઉપર જીવતા તેમના વારસોને આજે પોતાના તેમજ પોતાની પ્રજાના રક્ષણ માટે બ્રિટીશ સરકાર સામે જોવાનું રહ્યું છે. જે રાજાઓ રણમાં તરવારો ઝુકાવતા તેમનાં વારસો આજે. ક્રિકેટના મેદાનોમાં બેટ ફેરવીને કે પોલોની રમત રમીને સંતોષ માને છે. જે રાજાઓ મહાન યજ્ઞો કરી હિંદુ ધર્મનું રક્ષણ કરતા હતા તેમનાં વંશજો આજે હિંદુ પરત્વે ઉદાશીન થયા છે. એટલુંજ નહિં પણ ધર્મ સ્થાનોને ભ્રષ્ટ કરતાં પણ અચકાતા નથી; આજના રાજાઓ, ખુશામતીઆઓની જાળમાં ફસાઇ રાજ્ય કારભાર પૂરતું ધ્યાન આપતા નથી; પરંતુ મોજશોખમાં અઢળક પૈસો ખર્ચી નાખે છે. કેટલાક રાજાઓને હિન્દુસ્તાનની હવા પણ માફક આવતી નથી અને તેથી તેઓ વર્ષનો મોટો ભાગ વિલાયતની મુસાફરીએ ગાળે છે. અને ત્યાંની જુદી જુદી સંસ્થાઓને મોટી રકમો આપી વાહ વાહ મેળવે છે. ત્યારે પોતાના રાજ્યની પ્રજાનાં સુખ માટે કોડી પણ તેમનાથી ખર્ચાતી નથી, આવા રાજવીઓ પોતાનાં બેસુમાર અંગત ખર્ચ ને પુગી વળવા રૈયતને કરના ભારે બોજામાં ચગદી નાંખે છે, એટલુંજ નહિ પણ હરેક પ્રકારે તેને રંજાડી તેની પાસેથી પૈસા કઢાવે છે, આ ત્રાસ આજે દેશી રાજ્યોઓમાં સામાન્ય થઈ પડયો છે. આબરૂદારની ઇજ્જત આજે ભયમાં રહે છે. રાજ્ય સત્તાની નજરમાં તેમની દોલત કયે વખતે ખુંચાશે અને તેમની કફાનો ભોગ તેઓ ક્યારે થશે. તેની તેમને નિરંતર ચિંતા રહે છે. રાજાઓ સ્વેચ્છાચારી

થયા છે, અને રાજ્ય હુન્નર ઉ[illegible] ...વણીમાં કેમ આગળ [illegible]
વિચારો પણ તેમને ભાગ્યેજ આવે છે.

રાજાઓના કારભારીઓ દેશી હોવાં છતાં કેટલાક સ્વાર્થાંધ હોઈ રાજાઓના મોજશોખ પુરા કરવામાં પોતાની કાર્ય દક્ષતા માને છે. રાજાઓ રમત ગમતમાં નિશાળાજીમાં અને જનાનામાં કેમ અમન ચમન કરે અને સર્વ રાજ્ય સત્તા પોતાનાજ હાથમાં કેવી રીતે નિરંકુશ રહે તે તરફજ તેઓ લક્ષ આપતા જણાય છે. અને યેનકેન પ્રકારેણ રઇયત ઉપર જુલ્મ ગુજારી રાજા માટે પૈસા મેળવે છે. આવી સ્થિતિ હોય ત્યાં રાજ્યની પ્રગતિના વિચારો તો તેમને ક્યાંથીજ આવી શકે.

રાજાઓએ ભાયાતોની દુર્દશા કરી છે, રઇયતની પ્રેમ લાગણી ગુમાવી છે, એટલે બ્રિટીશ સરકારના અમલદારોની ખુશામતજ પોતાની સહી સલામતી માટે તેમને કરવી પડે છે. એજન્સીનાં અમલદારોને રાજી રાખવા રાજ્યની કેટલીયે રકમો ખર્ચાતી હશે? પરન્તુ રઇયતને સંતોષ સુખ અને શાન્તિ આપવા તરફ તેમનું ધ્યાનજ જતું નથી; બ્રિટિશ હિંદના સ્વતંત્ર વાતાવરણનાં મોજા દેશી રાજ્યોમાં હવે પ્રસરવા માંડયાં છે. ત્રાસ અને જુલમનું વાતાવરણ તેમને અસહ્ય થઈ પડયું છે. પરંતુ રાજાઓ બ્રિટીશ સરકારનાં રક્ષણની છાયા તળે નિરંકુશ બન્યા છે; અને નિઃશસ્ત્ર રઇયતને કચડવામાંજ અભિમાન રાખે છે; સુંદર કાર્ય કર્તાઓને અને દેશાભિમાનીઓને વિના તપાસે જેલ યાત્રા કરાવે છે. અને વખત આવે વાડાસિનોરનાં માર્શલ લો અને અલવર નરેશના નિમુચાણાં પ્રકરણો વિના સંકોચે તેઓ ઉભા કરે છે; આ સ્થિતિ આજકાલ હિન્દુસ્તાનનાં દેશી રાજ્યોનાં મોટા ભાગની છે.

પ્રાચીન સમયમાં મહાજનોની પ્રતિષ્ઠા હતી; રાજાઓ તેમનું માન જાળવતા અને પ્રજા ઉપર તેમની છાયા પડતી. તેવે સમયે રાજાઓ સ્વચ્છંદી નહોતા થતા. તેમને પોતાનાં રક્ષણ માટે રઇયત ઉપરજ આધાર રાખવો પડતો પરંતુ હવે તો રઇયત નિરાધાર બની છે; અને બ્રિટિશ સરકાર રઇયતને બદલે રાજાઓની કુમકે દોડી આવે છે આ સ્થિતિ હવે સુધારવાની જરૂર છે; બ્રિટિશ સરકાર દેશી રાજ્યોની આંન્તર શાન્તિ જાળવવા બંધાયલી છે; તેણે એકપક્ષીય ન થવું જોઇએ. જો રાજાઓને પ્રજા સામે મદદ કરવા નીકળે તો જ્યારે રાજા જુલ્મી હોય અને પ્રજાને પીડતા હોય ત્યારે

પ્રજાની મદદે પણ તેઓએ દોડવું જોઇએ; નહિ તો બન્નેને છુટા મુકી સૌ સૌનું બળ અજમાવી લેવા દેવું જોઇએ.

હાલ મહાજનોમાં અને રઇયતમાં પણ જોઇએ તેવો સંપ નથી. હિંદુ અને મુસલમાનોમાં કુસંપ. વહેપારીઓમાં કુસંપ, જ્ઞાતિઓમાં પણ કુસંપ, એટલે જે સંગઠનથી રાજ્ય ઉપર પ્રતિષ્ઠા પાડી શકાય તેની ખામી રહેલી છે. વળી રાજાઓ પણ એવા તુમાખીવાળા બનેલા છે કે રઇયતની અરજ પણ સાંભળવાની તેમને ફુરસદ નથી અને જે આગળ પડી અગ્રેસર થાય તેમને કોઈ પણ પ્રકારે હેરાન કરી ખુવાર કરવાનો પ્રયત્ન કરે છે એટલે તેમની પ્રજા ઘણીજ ભયભીત સ્થિતીમાં રહે છે:

આ સંજોગોમાં રાજાઓ પાસેથી ન્યાય મેળવવાની આશા થોડી રહે છે. મહુંમ મનસુખલાલ રવજીભાઇ મહેતા એક દેશી રાજ્યોના પ્રખર અભ્યાસી હતા. દેશી રાજ્યોની સંસ્થા માટે તેમને અનહદમાન હતું અને રાજાઓનું ગૌરવ જળવાય તે માટે તેમની કાળજી હતી વાડાસિનોર લોક સમાજના ત્રીજા સંમેલનનાં પ્રમુખપદેથી તેમણે પોતાનાં જે વિચારો દર્શાવ્યા હતા તેમાં તેમણે ખાસ કરીને એમ જણાવ્યું હતું કે બ્રિટિશ રાજ્યની દરમ્યાનગીરીની નીતિથી તેઓ વિરૂદ્ધ છે. એમની સલાહ એવી હતી કે “ રઇયત રાજ્યની પાસેથીજ દાદ મેળવવી અને તે મેળવવા માટે તાકાત લાવવી બ્રિટિશ સરકાર પાસે રાજાઓની રાવ ખાવાથી રાજા અને પ્રજા બેમાંથી એકેનું કલ્યાણ થતું નથી બલ્કે તેઓ પોતાની નિર્બળતા બતાવે છે. એવું પણ જોવામાં આવ્યું છે કે જેમ બેની લડાઈમાં ત્રીજો ફાવી જાય તેમ આમાં પણ—પોલીટીકલ ડીપાર્ટમેન્ટ રાજાઓને દબાવવામાં રઇયતની ફરીયાદોનો ઠીક ઉપયોગ કરતા જણાય છે. પણ રઇયતને દાદ આપતા નથી. ” આ વાત પણ કેટલેક દરજ્જે સત્ય છે; પરંતુ આ વિચારોમાં હવે ફેરફાર કરવાની જરૂર જણાય છે. હું પણ એક વખતે સ્વ. રા. મનસુખભાઇના વિચારોને મળતો હતો: પરંતુ અનુભવે મને શીખવ્યું છે કે હાલની રાજા અને પ્રજાના મનની સ્થિતિ જોતાં પ્રજા અન્યાયી અને જુલ્મી રાજાને બ્રિટિશની દરમ્યાનગિરી વિના ઠેકાણે લાવી શકશે નહિ.

બ્રિટીશ હિંદુસ્તાનના વાતાવરણની અસર દેશી રાજાઓ અને તેમનાં અમલદારોપર નથી થઇ, તે અફસોસની વાત છે. કેળવાયલા અને સ્વતંત્રતા પ્રિય હિન્દીઓ પણ દેશી રાજ્યની નોકરીમાં દાખલ થતા પોતાના ઉત્તમ વિચારોને તિલાંજલી આપતા જણાય છે. આ સ્થિતિએ બ્રિટિશ સરકારની આંખો ઉઘાડી છે. લોક મત આજકાલ દેશી રાજાઓની વિરૂદ્ધ થયેલો છે; થોડા ઘણાં

મોટા રાજ્યો સિવાય બીજા રાજ્યોમાં જે એક હથ્થુ સત્તા ચાલે છે. તે નાબુદ કરી પ્રજાકિય તત્વ રાજ્ય વ્યવસ્થામાં દાખલ કરવાની હીલચાલે સરકારનું ધ્યાન ખેચ્યું છે; પોતાની સત્તા નિરંકુશ રહે તે માટે તેમણે પણ ચળવળ કરવા માંડી છે અને પોતાનાં પ્રતિનિધિઓને યોગ્ય સલાહ લેવા વિલાયત પણ મોકલ્યા છે. દેશી રાજ્યોની રઇયતની પણ આવે સમયે ફરજ છે કે તેમણે એકત્ર થઇ પોતાની માગણીઓ આપતા " રોયલ કમીશન " સન્મુખ રજુ કરવા તત્પર રહેવું, મુંબાઇમાં સર્વ દેશી રાજ્યોની પ્રજા પરિષદ આવતા જુલાઈ માસની શરૂઆતમાં ભરવાની ગોઠવણ થઇ છે. તે પ્રસંગે દેશી રાજ્યોની પ્રજાનાં આગેવાનોએ હાજરી આપી તે પરિષદનાં કાર્યમાં બનતી મદદ કરવા તત્પર થવું જોઇએ.

સરકારની રાજનીતિ પણ અચોકસ જણાય છે. સરકારને જ્યારે ફાવે છે ત્યારે જબરજસ્ત દેશી રાજ્યના કારભારમાં પણ વચમાં પડે છે, એટલુંજ નહીં પણ પદભ્રષ્ટ કરવાનાં અને સર્વ સત્તા છીનવી લેવાનાં છેવટનાં પગલાં પણ ભરે છે. જ્યારે બીજા પણ એવા દાખલા જોવામાં આવે છે કે જ્યાં નાના મોટા ઠાકોર રાજાઓ અત્યંત અન્યાય અને પ્રજા પીડક હોય એવા સચોટ દાખલાઓ સરકારની સમક્ષ મોજુદ હોય છતાં તેમની રાજ્ય વ્યવસ્થામાં વચમાં પડવાની આનાકાની કરે છે. સરકારે તેથી પોતાની દેશી રાજ્યો પરત્વેની નીતિ ચોકસ કરવાની જરૂર છે.

હિંદુસ્તાનમાં કેટલાક એવાં નાનાં નાનાં રાજ્યો છે કે જેની આમદાની તદન મામુલી છે; એવાં રાજ્યો જે પોતાનુંજ રક્ષણ કરવાને અશક્ત હોય છે. તેમને માથે ગરીબ અને નિરાધાર પ્રજાનું રક્ષણ લદાએલું છે. આવા રાજ્યો પાસેથી રક્ષણની શું આશા રાખી શકાય ? આવા નાનાં ઠાકોરો પણ મોટા દરબારોનાં જેવાં ઠાઠ માઠ અને મોજશોખ માણવાની ઉમેદો રાખે છે અને તે પુરી પાડવા રઇયત પાસેથી પૈસા કઢાવવા ત્રાસ આપે છે, તેમને આપેલી દીવાની અને ફોજદારી સત્તાનો તેઓ દુરૂપયોગ કરે છે બીન કેળવાયલા અને ખુશામતીઆ બીન અનુભવીઓને ન્યાય ખાતાનાં અમલદારો નીમે છે. એટલે તેમની પાસેથી ન્યાયની આશા ભાગ્યેજ રાખી શકાય છે; આવાં રાજ્યો પાસે આવી ભારે સત્તા રાખવી એ ખરેખર વિઘાતક નીતિ છે; હાલમાં ચારે બાજુ જોતાં લોકમત એકી અવાજે એજ પોકારી રહ્યો છે કે; આ સત્તાઓ છીનવી લેવી અને ન્યાય આપવાની ગોઠવણ બ્રિટીશ હાઈકોર્ટ જેવા સ્વતંત્ર ધોરણે નામદાર સરકારે કરી આપવી જોઇએ એટલે કે દેશી રાજ્યનું ન્યાયખાતું રાજા મહારાજાઓથી સ્વતંત્ર હોવું જોઇએ.

રાજ્યનાં કારોબારી ખાતામાં પ્રજાનો અવાજ રજુ કરવાનો હવે જરૂર જણાય છે, અને તેમ કરવા માટે પ્રતિનિધિ મંડળ ચુંટણીનાં ધોરણે રચાવાં જોઇએ; રાજાઓ હાલ જે એમ માને છે કે રાજ્યની સઘળી જમીનોના તે માલિક છે; તેવા સવાલ તેમના મગજમાંથી નીકળી જવા જોઇએ, અને તેમણે સમજવું જોઈએ કે રાજા અને પ્રજા એ એક કુટુંબ છે અને રાજા એ તે કુટુંબનો મુખ્ય પુરૂષ છે અને તેથી એ કુટુંબીના સર્વે જણાનું શ્રેય કેમ થાય તેનાજ વિચારો હરહમેશ તેમણે કરવા જોઇએ, રાજ્યની આવકનાં તેઓ માલેક છે એમ નહિં સમજતાં ફક્ત તેઓ તેનાં ટ્રસ્ટી છે એવી ભાવનાં તેમનાંમાં ઉદ્દભવવી જોઇએ, અને આવકનો અમુક ભાગ પોતાનાં કુટુંબનાં નિર્વાહાર્થે રાખી બાકીની આવક પ્રજાના પ્રતિનિધિઓની મરજી પ્રમાણે પ્રજા કલ્યાણ માટે વાપરવી જોઈએ, આવા પ્રકારનો પ્રબંધ હવે બ્રિટીશ સરકારે બાંધી આપવાની ખાસ જરૂર છે. આવું થશે ત્યારેજ દેશી રાજાઓના લખલુટ ખર્ચો ઉપર અંકુશ મુકાશે અને દેશી રાજ્યની પ્રજાને સુખી થવાનાં દિવસો આવશે.

નામદાર શહેનશાહને બ્રિટીશ રાજ્યની પ્રજા ઉપર જે સત્તા નથી તે હાલ હિંદના નાના મોટા ઠાકોરો અને રાજાઓ ભોગવે છે. એ નિરંકુશ સત્તા જો પ્રજાનાં ભલાની ખાતર નેકસર ભોગવાની હોય તો તો દેશી રાજ્યની પ્રજાનાં જેવી બીજી કોઇ પ્રજા સુખી ન હોય; કારણ કે બ્રિટીશ રાજ્યની રઇયતની માફક તેમને છેવટની દાદ મેળવવા વિલાયતની પ્રિવીકાઉન્સીલ સુધી જવાનું નથી હોતું. પરંતુ તે ઘેર બેઠાંજ મેળવી શકે છે. એમને પ્રજાના લાભના કાયદાઓ ઘડવા માટે મુંબઈ અગર દિલ્હીની સરકાર કે કાઉન્સીલ પાસે નથી જવું પડતું. પરંતુ એક મહારાજાનેજ વિનંતિ કરતાં તે વસ્તુ તે મેળવી શકે છે. પરંતુ એવી સ્થિતી છેજ ક્યાં ? અહીં તો ન્યાય અને કાયદો બન્ને મનસ્વીપણે અમલમાં મુકાય છે.

દેશી રાજ્યની પ્રજાનું લક્ષ તેથી ઇંગ્લાંડ, રૂશીઆ, જર્મની, ફ્રાન્સ વિગેરે પ્રજાસત્તાક રાજ્યોનાં બંધારણ તરફ દોડવું છે અને તેના મુકાબલા થાય છે. " દેશી રાજાઓની સત્તાઓ ઉપર અંકુશ મુકો. " " દેશી રાજ્યોને પ્રજાનાં જવાબદાર બનાવો. " એજ માગણી આજ કાલ સર્વ ઠેકાણે થઇ રહી છે. પરંતુ એ માંગણી જેટલા જોશથી કરવી જોઇએ તેટલા જોશથી રજુ થતી નથી કારણ કે દેશી રાજ્યની પ્રજા અત્યંત ડરપોક છે; તેને સ્વતંત્રતા અને દેશાભિમાની બનાવવા જતાં સ્થાનિક સત્તા અને સામરાજ્ય સત્તા એ બન્નેથી બીવાનું હોય છે, દેશી રાજ્યો કોઈ પણ જાતની જાહેર હીલચાલને દાબી દેવામાં " તે બ્રિટીશ રાજ્યની વિરૂધ્ધ છે " એવા બહાનાં હમેશાં કાઢે છે.

અને તેમ કરી દેશી રાજ્યો પોતાને સબળ કરવા પ્રજાનો ટેકો ન લેતાં પ્રજામાં આવતાં ચેતનને મુળથીજ દાબી દેવાનાં પગલાં લે છે. પરિણામે નિરંકુશ સત્તાથી દેશી રાજ્યોમાં કેટલેક ઠેકાણે અંધેર જોઈએ છીએ. આ અંધેર દુર કરાવવા પ્રજાએ હીમતવાન થવાની જરૂર છે, અત્યારે તો એમનાંમાં જ્યાં જુવે ત્યાં એકજ વસ્તુ નજરે પડે છે. તેઓ એજ ભયમાં હોય છે કે " રખે ને અમને પકડી જશે. ? " રખે ને અમારો દંડ થશે ? રખે ને અમને ત્રાસ આપવામાં આવશે. " આવા ભયો ખરા હોય પણ ખરા તો પણ તે સહન કરવાને માટે આત્મ ભોગ આપવાની તાલીમ લેવાની દેશી રાજ્યની પ્રજાને અત્યંત જરૂર છે; અને તેમ થશે ત્યારેજ તેમનામાંથી ડરપોકપણું જશે; હીંમત આવશે અને અન્યાય સામે લડી જુલમને દુર કરાવશે, હવે ઈશ્વિર કૃપાએ એવો વખત આવ્યો છે કે, જ્યારે દેશી રાજ્યોની પ્રજામાં શુરવીર, ત્યાગ વૃત્તિવાળા અને આત્મ ભોગ આપવાવાળા સેવકો પેદા થવા લાગ્યા છે. કુશળતા અને હીંમતથી કામ લેઇ દેશી રાજ્યોની પ્રજાની પરિષદો હવે તેઓ ભરવા લાગ્યા છે; કાઠીયાવાડ અને મહારાષ્ટ્રમાં આવી પરિષદોએ સુંદર કાર્ય કર્યું છે. અને કેટલાક રાજ્યોમાં તેની અસર થતાં રાજ્ય બંધારણમાં સુધારા પણ થવા લાગ્યા છે આ દ્રષ્ય જુની આંખે જોનારને સ્વપ્નાં જેવું લાગે પણ એ સ્થિતિ આપણે જોઇએ છીએ તે એક ઉત્તેજનનું ચિન્હ છે: આ સ્થિતિ લાવવા માટે આપણા ઘણાં ભાઇઓને સહન પણ કરવું પડયું છે.

પરિષદ અને સંગઠન ઉપરાંત દેશી વર્તમાનપત્રોએ દેશી રાજ્યનાં કાળાં કૃત્યો અને જુલમો બહાર લાવવા અનેરી સેવા બજાવી ચળવળને વેગ આપ્યો છે એમ કબુલ કરવુંજ પડશે પરંતુ તેવા પત્રો તરફ રાજ્યોની દ્રષ્ટી ઘણીજ કરડી હોય છે અને તેવાં પત્રો પોતાની હદમાં દાખલ થતાં બંધ કરવાના પ્રયત્નો કરે છે, જાણે કે તેમનાં રાજયની બહારની જનસમાજ અગર લોક નાયકો અને બ્રિટીશ સરકાર જેની જાણ માટે તે પ્રસિધ્ધ કરવામાં આવે છે તેનાં ઉપર તેવાં લખાણોની અસર થતી અટકી જાય, આવાં પગલાં લેવાથી રાજાઓ હાંસીને પાત્ર થાય છે; એટલુંજ નહીં પણ તેમનાં પોલ વધારે ખુલ્લાં થાય છે. અને પત્રનો ફેલાવો વધે છે. રાજયની પ્રજા રાજ્યની બીકથી પત્રો મંગાવી શકતી નથી અગર મંગાવે છે તો ઘણીજ ચુપકીને બ્હી બ્હી ને વાંચે છે; જ્યાં પત્ર વાંચવાની હીંમત નહીં ત્યાં લખાણો અને બાતમીઓ પુરી પાડવાની વાતજ શી ?

તમારૂં ઇડર રાજ્ય પણ કાંઈ અપવાદ રૂપ નથી તમારો પ્રદેશ ઘણોજ જાહોજલાલીવાળો છે. તે હિન્દુઓનું ધાર્મીક સ્થાન છે. અને તેમાં હિન્દુ ધર્મ

રક્ષક બ્રાહ્મણોની મોટી વસ્તી છે પુરાતની કીંમતી અને ભવ્ય દેવાલયો આ પ્રદેશમાં આવેલાં છે. ભૂતકાળના હિન્દુ રજપુત રાજાઓએ તેમનું રક્ષણ કર્યું છે; અને તેમણે ઘણી નામના મેળવી છે. અને ઉદેપુરનાં મહારાણાં તથા મહારાષ્ટ નરવીર શીવાજીની ઉત્પતિ આ ઇડર પ્રદેશને આભારી છે; મહારાજા કેસરીસિંહજીનાં વખત સુધી આ હિન્દુવટ જળવાઇ રહી દેવસ્થાનોનાં નિર્વાહ અર્થે અપાયલી જાગીરો પળાઈ ધર્મનું પાલન થયું પ્રજાને સુખી રાખવાને સૌ પ્રયાસો ચાલુ રહ્યા પરંતુ અફસોસની સાથે નોંધ લેવી પડે છે કે પાશ્ચયાત કેળવણી પામેલા યુરોપાદિ સુધરેલા દેશોમાં પર્યટન કરેલા નવીન જમાનામાં મહારાજાનાં સમયમાં નવીન ફેરફારો થવા લાગ્યા ધાર્મીક સંસ્થાનોની જાગીરો જપ્ત થવા લાગી ધાર્મીક વર્ષાસનો બંધ થયા ! પ્રજાનાં સુખ દુઃખની વાતો વિસરાઇ ધાર્મીક ક્રિયાઓ અને ઉત્સવોને બદલે પોલો, ક્રિકેટ અને શિકાર તરફ લક્ષ અપાવા લાગ્યું મહારાજા સર પ્રતાપસિંહ જેવા બહાદુર પુરૂષ પણ પોતાનું રાજ્ય સુવ્યવસ્થિત ન રાખી શકયા વળી જોધપુર રાજ્યની જવાબદારી પોતાને શીરે આવતાં રાજ્યની લગામ કુલ સત્તા સાથે મહારાજા સર દોલતસિંહજીનાં હાથમાં મુકાઈ મી. લલ્લુભાઇ જેશંકર અને ચાંદરણીના રાજજી જેવા તેમના કારભારીઓ મળવાથી રાજ્યમાં અંધાધુંધીનો પાર ન રહ્યો ન્યાયને દરવાજે તાળાં દેવાયાં રાજ્યની મહેસુલમાં અનહદ વધારો થયો. મી. લલ્લુભાઇનાં ફળદ્રુપ મગજમાંથી જાત જાતનાં અને ભાતભાતના નવીન કરોની યોજના નીકળી અને તેનો અમલ થયો પૈસાદાર ન જોવાયા ગરીબ ન જોવાયા પણ જ્યાં દેખે ત્યાંથી પૈસા એકઠા થયા, નીવારસી કન્યા વિક્રય છીનાળાં વેરાનાં બ્હાને હજારો રૂપીઆ આ કર્મચારીઓએ તમારા ભાઈઓ અને બહેનોને પોલીસ પહેરા નળે બેસાડી મારની અને કેદની ધમકી આપી પડાવ્યા એટલેથીજ ન અટકતાં પાટીયા વેશના નામથી ઓળખાતી લુંટ ચાંદરણીના રાજાજીએ શરૂ કરી–ઇડર પ્રજા આ ત્રાસ કેમ શહન કરી શકી ? એનું પુરૂષાર્થ કયાં ગયું હતું ? એમનામાં શું કોઈ દેશાભિમાની પુરૂષ ના પાકયો ? એમનામાંથી કોઈ મરણીઓ ના નીકળ્યો ? ભીરૂતા અને કાયરતાએ એમનામાં ઘર કર્યું હોય એમ એક નિઃસત્વ પ્રજાના માફક બે લાખ પ્રજાએ નીચું ઘાલી ગુલામીની અવસ્થા ભોગવી—ઇતિહાસનાં પાનાં ઇડરની પ્રજાનાં આ દિવસો સ્મરણીય રાખશે, આ જુલ્મો શું ઈડર દરબારને કાને નહિં આવેલા ? આ ત્રાસ શું ઇડરનાં દિવાનથી અજાણ્યા હતાં ? આ અંધેર નથી મહીકાઠાંનાં પોલીટીકલ એજન્ટ શું અજાણ હતા ? પણ ગરીબ પ્રજાને બચાવવા કોઇએ લક્ષ આપ્યું નહિં.

સને ૧૯૧૦ માં પણ પ્રજાએ ઈડર રાજ્યના ગેર વહીવટનું બ્રિટિશ સરકારને ભાન કરાવ્યું હતું. ને શસ્ત્ર નિરાધાર પ્રજાનું એકનું એક હથિયાર " હડતાળ " નો તેણે ઉપયોગ કર્યો હતો (૩૧) દિવસ દુકાનો ઇડરમાં બંધ રહી હતી, પરંતુ છેવટે રાજ્યની ચાણાક્ય નીતિનો જય થયો હડતાલ તુટી પ્રજાનું ઐક્ય તુટયું મેમોરીયલ ઉંચુ મુકાયું અને આગેવાનોના મુચરકા લેવાયા કે " મહારાજાધીરાજ શ્રી મેજર જનરલ સર પ્રતાપસિંહજી સાહેબ બહાદુર જી. સી. એસ. આઇ. કે. સી. બી. એસ. એલ. ડી. હીજ મેજેસ્ટ્રી નામદાર હિન્દુસ્તાનના શહેનશાહનાં એ. ડી. સી. ઈડર સ્ટેટ."

અમો નીચે સહી કરનાર ( નામદાર મહારાજ સાહેબની હજુરમાં ) ઈડર અને વડાલીનાં મહાજનો અરજ ગુજારીએ છીએ કે આપ નામદારે સને ૧૯૧૦ નાં ઓગષ્ટ માસમાં જે નવીન કરો નાખ્યા છે તે બાબતમાં ઓગષ્ટ ૧૯૧૦ થી આજ સુધી રાજ્ય સામે જે અયોગ્ય પગલાં લેવાયાં છે તેને માટે અમો પુરતો પશ્ચાતાપ કરીએ છીએ અને અમે અમારી રાજીખુશીથી અને મરજીથી ઠેઠ હીમતનગર સુધી આવ્યા છીએ. અને અમારી થએલી ભુલો માટે માફ કરવાનો આપ નામદારના માયાળુ અને દયા ભરેલા હુકમને માથે ચડાવીએ છીએ અમે અમારા તેમજ અમારા વારસો તરફથી હવેથી આવું તોફાન નહિ કરવાનું તેમજ આવા કામોમાં કોઇપણ જાતનો ભાગ નહીં લેવાની કબુલત આપીએ છીએ. અમે કબુલ આપીએ છીએ કે અમે નીમકહરામ નહીં થઇએ અને આ કબુલતથી વિરૂધ્ધ વર્તન કરીશું તો આપ નામદાર સત્તાધારી છો તે અમે જાણીએ છીએ.

આ લખાણથી અમે લખી આપીએ છીએ કે અમે હમેશા સારી વર્તુણુક રાખીશું. આ લખાણ અમને અને અમારા વાલી વારસોને બંધનકર્તા છે. રાજ્યે નાખેલા નવા કરો સબંધી હમારે કાંઇપણ ફરિયાદ નથી."

સપટેમ્બર માસનાં મેમોરીયલ પછી સરકારની આંખ ઉઘડતાં નવેમ્બરમાં આ ગુલામી ખતપર સહીઓ લેવાય છે. પોલીટીકલ ખાતું વિના તપાસે આ ખત વાંચતાં મહારાજા અને મહારાજકુમારના કૃત્યને કાયદેસર માને છે અને મહાજન પશ્ચાતાપ અને પ્રાયશ્ચિત કરવા ખુશીથી હીમતનગર ગયું એમ માને છે ભોળી ઈડરની પ્રજાએ રાજ્ય સત્તામાં વિશ્વાસ મુકયો અને જાણ્યું કે હવે સઘળું ભુલી જવામાં આવશે. અને રાજ્ય સત્તા પોતાની ભુલો સુધારશે નવા કરો નહીં નાંખે અને જે થયું તેથી ધડો લેશે. આમાં પ્રજા છેતરાઇ આગેવાનોને વીણી વીણી હેરાન કર્યા પ્રજા કાર્ય ફંડ જપ્ત થયું અને ચળવળ બંધ પાડી ત્રાસ અને ભયનું સામ્રાજ્ય સ્થપાયું.

આ સ્થિતિ તમે પંદર વર્ષ સહન કરી તમારી સહન શક્તિને પણ ધન્ય છે ! ઇડર ભુમી મી૰ લલ્લુભાઈનાં અમલમાં એક મહા ત્રાસનું સ્થળ બની ગઇ હતી તથા પ્રજાની જાનમાલની સલામતી નહોતી સ્ત્રીઓનું શીયળ સલામત નહોતું પ્રજા પાયમાલ થઇ હતી રાજ્યમાં અંધેર અને જુલ્મી વહીવટ જોઇ જુના અને નવા જાગીરદારો સરદારો અને પટાવતો પણ નિર્ભયપણે પોતાની નિરંકુશ સત્તાનો તેમની રઇયતને ચુસવામાં ઉપાયોગ કરવા લાગ્યા જ્યાં બાલસાની બુમ ન સંભળાઈ ત્યાં ઠકરાતાની પ્રજાની બુમ કોણ સાંભળે ? ઉપજના માલીક ઠાકોરો તે જમીનના માલીક થઈ બેઠા મન માનતી વિઘોટી મરજીમાં આવે ત્યારે વધારવા લાગ્યા નવા નવા કરો તેમણે પણ નાખ્યા મોજ શોખ વધાર્યા અને પ્રજાને રંજાડવા માંડી.

છેવટે આ મુંગી પ્રજાના અવાજ મોડાસાવાસી શ્રીયુત મથુરદાસ લાલજી ભાઇ ગાંધીનાં કાને પડયો આ ભાઇએ ઇડર પ્રજાને એક વખત ફરીથી તેમની સુષુપ્તીમાંથી જગાડી તમારી ગુલામી સ્થિતીનું ભાન કરાવવા બીડું ઝડપ્યું અને સન ૧૯૨૫ ના ફેબ્રુઆરી માસમાં ઈડર પ્રજાકિય મંડળની સ્થાપના મુંબાઇમાં કરી ઇડરના સુપુત્રો તેમનાં વાવટા નીચે એકત્ર થઇ તેમની જન્મ ભુમીની સેવા કરવા તૈયાર થઇ ગયા રા. મથુરદાસભાઇનાં ઇડરનાં અંધેર સબંધી કડક અને સચોટ તથા નિડર લખાણોની પરંપરાએ ઇડરવાસીઓને ઘોર નિંદ્રામાંથી જગાડયા સ્વ. હરગોવીંદભાઇ ઠાકર સને ૧૯૧૦ ની લડતનાં અનુભવી હોઈ તેમણે પોતાની સરદારી નીચે મુંબઇમાં વસતી ઈડર પ્રજાનું સંગઠન કરી સભાઓ ઉપર સભા ભરી રાત્રી દીવસ સતત ઇડર પ્રજાના છુટકારાનાં સવાલ ઉપર વિવેચનો કર્યા વર્તમાન પત્રો રીબાતી પ્રજાને મદદ કરવા લાગ્યા ચળવળને પુરજોશ આપવા "પ્રજામત પત્રે" ઝુંડો ઉપાડયો. અને ઈડરની પ્રજામાં નવીન જોશ આણ્યું આ લખાણો આ ચળવળ અને વર્તમાનપત્રોનો તાપ તે વખતના કર્મચારીઓ ઈડરની શાન્ત ભુમીમાં પણ સહન ના કરી શકયા વર્તમાન પત્ર રૂપી હથિઆર જુલ્મગારો ઉપર કેવી અસર કરી શકે છે એ જાણુવા આ દાખલો બસ છે.

સત્તાઅંધ લલ્લુભાઈ આ ચળવળનું માપ ન કાઢી શકયા એમણે તો ચાણાક્ય નીતિ શરૂ કરી તુળસીરામ જેવા પણ બ્રમીન થઈ મુંબઇની સભાઓમાં પણ રાજ્ય પક્ષનો બચાવ કરાવા ખડા થઇ ગયા ચળવળ સામે વિરોધીપત્રીકાઓ કાઢી રાજ્યને ખુશ કરી અંગત સ્વાર્થ સાધનારા પણ નીકળ્યા બાજી ન ફાવતાં વર્તમાન પત્રોની બંધી કરી આગેવાન ગણાતાં મંડળના કાર્યકર્તાઓને ઈડર રાજ્યમાં દાખલ થવાની મનાઈ કરવામાં આવી આવા જાપતાનાં

છલાંગે એ મંડળના કાર્ય ને પૂર વેગમાં આણ્યું હવે મંડળે જાહેર સભાઓ ઉપર સભાઓ ભરી જુલ્મીનાં કૃત્યો ઉઘાડા પાડી જાહેર તપાસની માંગણી સરકાર પાસે કરવા માંડી.

લલ્લુભાઇનાં ફળદ્રુપ ભેજામાંથી આ ચળવળ કેટલાક રાજદ્રોહી પ્રસંગોની છે અને આક્ષેપોમાં કંઇ સત્ય નથી એવો ભાસ નામદાર સરકાર ઉપર પાડવાનાં ઇરાદાથી એક ખરીતો તૈયાર કરવામાં આવ્યો અને તેના ઉપર ઇડર પ્રદેશનાં આગેવાની સહીયો આપણે જોઇ ગયા છીએ આટઆટલું દુઃખ પડવા છતાં આટલો જુલમ પ્રવૃતિ રહ્યો હતો અને સને ૧૯૧૦ માં માફી પત્ર લખાવી લઈ જુલમ ચાલુ રાખેલો છતાં આગેવાનોએ ફરીથી ૧૯૨૫ નાં જુલાઇ માસમાં એવું સ્ટીર્ફીકેટ લખી આપ્યું કે " ઇડર રાજ્યમાં તો રામરાજ્ય ચાલે છે અને ઇડર પ્રજા તો રાજ્ય ને વફાદાર છે. જે લખાણો આજકાલ પ્રસિધ્ધ થાય છે તે ફક્ત કેટલાક રાજદ્રોહી અને તોફાની માણસોનાં કૃત્યો છે."

ધન્ય છે ! ઇડરી સ્થાનિક પ્રજાને જે વખતે સોટીઓના માર ચાલુ હતા, નિવારસીના નામે ધોળે દહાડે લુંટ ચાલુ હતી ગમે તે વખતે અને ગમે તે ખાને પોલીસનાં પહેરામાં બેસવું પડતું હતું. તેવે સમયે આવા ખરીતા ઉપર ઉપર સહી નહી કરવાની જાહેર અને નૈતિક હીમત તેમનાંમાં ના આવી રાજ્ય ને ખાત્રી થઇ કે. તેમની પ્રજામાં કેટલું પાણી છે. જે ભાઇઓ છુટકારા માટે સત્ય અને ન્યાયના માર્ગે કાર્ય કરી રહ્યા હતા તેમને માટે ઉશ્રૃંખળ અને રાજદ્રોહી જેવા શબ્દો લખતા તેમને જરાએ વિચાર નહીં આવ્યો ! આ લલ્લુભાઇનો ત્રાસ આ જાહેર સંદેશાની માઠી અસર નામદાર સરકાર ઉપર થાય તે પહેલાં મંડળનાં કાર્યવાહકોએ જોઇ લીધું કે આ લલ્લુભાઇની કપટ નીતિ છે, સંદેશાનું પોલ બહાર આવવા લાગ્યું સહીઓ કરનારાઓએ સોગનનામાં કર્યા કે આવા સંદેશા ઉપર અમે સહીઓ કરી નથી. કેટલાકોએ જણાવ્યું મી૦ લલ્લુભાઇએ કોરા કાગળ ઉપર જોર જુલમથી સહીઓ કરાવી હતી આ કપટજાળ ઉઘાડી પડી ગઈ.

પ્રજાકિય મંડળનાં અગ્રેસરો એ. મે. મહિકાંઠાનાં મે. પો. એજન્ટ સાહેબની મુલાકાત લીધી તેઓની સમક્ષ સર્વ હકીકતો રજુ કરી. મેમોરીયલ તૈયાર કરી નામદાર સરકાર સમક્ષ રજુ કર્યું. આટલું થતાં કંઇક નવીન હીમત અને ઉત્સાહ ઇડર પ્રજામાં આવ્યો તેમણે કાંઇક શાન્તિનો શ્વાસ ખેંચ્યો અને તેમનાં ઉપર ગુજ-

રેલા ગ્રીનમોની જે એફીડેવિટો તેમણે મુંબઇની હાઇકોર્ટમાં કરી છે; તે વાંચતાજ આપણાં રૂવેરૂવાં ઉભાં થઇ જાય છે. એ વાંચતાંજ એવું ચોખ્ખું જણાઇ આવે છે કે ઇડર પ્રદેશમાં ખરેખરો જુલમ અને ત્રાસનું સામરાજ્ય હતું હિન્દુસ્તાનની ભુમી ઉપર આ વીસમી સદીમાં સુધરેલા જમાનામાં આવા અમાનુષી અત્યાચારો ભાગ્યેજ કોઇ રાજ્યમાં બનતા હશે નિરાધાર પ્રજાની રાય અને રંક સ્ત્રી પુરૂષો ઉપર જે જુલમો ગુજર્યાં છે તે વાંચતાં પાષાણ હૃદયના માણસોને પણ આંખમાંથી પાણી આવ્યા વિના ના રહે શાન્ત વૃતિવાળા પુરૂષ ને પણ ક્રોધાગ્નિ ઉત્પન્ન થયા વગર ના રહે એવા દુઃખો ઇડર પ્રજાએ મુંગે મોઢે સહન કર્યાં.

નામદાર સરકારને આ હકીકતની જાણ થતાં લલ્લુભાઇ અને તેના સાથીઓને ઇડર નરેશ પાસેની નોકરીમાંથી દૂર કરી દેશપાર કરાવ્યા તેમજ ચાંદરણીના રાજાજીને પણ નોકરીમાંથી કમી કરવામાં આવ્યા અને રા. બ. હરજીવનદાસ કોટક સાહેબને દીવાન તરીકે નીમી રાજ્ય તેઓ સાહેબનાં હાથમાં સોંપ્યું છે. તે માટે ઇડર પ્રજા નામદાર બ્રિટીશ સરકારની ૠણી છે. કોટક સાહેબે રાજ્યની લગામ હાથમાં લીધી ત્યાર પછીના નવા જુલ્મો બંધ થયા છે. અને પ્રજાએ છુટકારાનો દમ લીધો છે. પણ જ્યાં સુધી લલ્લુભાઇ અને ચાંદરણીના રાજાજી જેવા જુલમગારોની જાહેર તપાસ થઇ તેમને યોગ્ય નસિયત થાય નહી ત્યાં સુધી પ્રજાને શાંતિ મળશે નહિ.

રા. બ. કોટક સાહેબની દીવાન તરીકેની કારકીરદી જાણીતી છે કાઠીયાવાડમાં તેમણે સારી નામના મેળવી છે મુંબઇ કોટન એસોસીએશનમાં પણ તેમનાં કાર્યની તારીફ થઇ છે. રા. બ. કોટક એક પ્રસિધ્ધ વ્યકતી છે. જનસમાજમાં ફરનાર છે. તેથી તેમને વિષે જાહેર પ્રજાએ અને વર્તમાનપત્રોએ મોટી આશાઓ બાંધેલી છે. ઇડર પ્રજા પણ તેમની તરફ આશાની નજરે જોઇ રહી છે. રાજ્ય વ્યવસ્થામાં તેઓ સુધારા કરવાની ઉમેદ રાખે છે.

ઇડર પ્રજાકિય મંડળ કે જેણે ઇડર પ્રજાની પ્રતિનિધી તરીકેની હાલસુધી નિડરપણે અને ઘણાં જોખમો વેઠીને સારી સેવા બજાવેલી છે તે મંડળને પ્રજાનાં એક વિભાગનાંજ પ્રતિનિધિ માનવામાં રા. બ. કોટક સાહેબની માન્યતા સાચી નથી આશા રાખવામાં આવે છે કે તેઓ સાહેબ સાચી સ્થિતી સમજવા પ્રયત્ન કરશે અને મંડળની યોગ્યતા સ્વીકારશે.

રા. બ. કોટક સાહેબ એક સારા યુનિવર્સીટીની પદવી પામેલા અને કેળવાયેલા ગૃહસ્થ છે મુંબઇ જેવા સ્વતંત્ર વાતાવરણમાં લાંબો વખત ગાળી

જાહેર જીવનના અભ્યાસી થયા છે. લેજીસ્લેટીવ કાઉન્સીલ અને એસેમ્બલીની ચુંટણીઓમાં મત પણ આપી આવેલા છે. એટલે દેશના જાહેર જીવનને પોષવા અને ઉત્તેજન આપવાની જરૂર વીષે મારે તેઓને સલાહ આપવાની ના હોય પરંતુ એટલી આશા તો હું તેમના તરફથી રાખી શકું કે તેઓ બંધારણ પુર્વકની લોક સંસ્થાને અને તેનાં અભિપ્રાયોને યોગ્ય માન આપે.

નવીન રાજ્યતંત્ર દાખલ કરવામાં સૌથી પ્રથમ જે અમલદારો જુલમી રાજ્યતંત્રના મદદગાર હતા તેમને છુટા કરવા જોઈએ. રા. બ. કોટકે ઘડાયલા અનુભવી અને વિદ્વાન અમલદારોની ભરતી કરી છે, અને તેમની પાસે સુંદર કામની આશા રાખી શકાય છે, છતાં પણ અમલદારી વર્ગમાં હજુ ઘણા ફેર ફાર કરવાની જરૂર જણાય છે. તેમ ખર્ચ પણ કમી કરવાની જરૂર છે.

જમીન મહેસુલ ખાતું ખાસ સુધારવાની જરૂર છે. જમીનના કસ જોતાં વિઘોટી ભારે છે. ગરીબ ખેડુતોની સ્થિતી સુધારવા માટે વીઘોટીના દર ઓછા થવા જોઈએ. એટલુંજ નહિ પણ તેમને તગાવી વીગેરે આપી ખેતી સુધારવા તરફ લક્ષ આપવું જોઈએ ઈડર રાજ્યની ઘણી જમીન બીન ખેડાયલી પડી છે શું ઈડર રાજ્યમાં ખેડુતો નથી ? ખેડુતો છે અને એ જમીન ખેડવી તેમને માટે મુશ્કેલ નથી પરંતુ રાજ્ય તરફથી પ્રજાને ઉત્તેજન મળતું નથી સારી શરતોથી જો જમીનો ખેડવા અપાય અને રાજ્ય થોડી ઘણી મદદ આપે તો ઈડર પ્રજા સુખી થાય અને રાજ્ય પણ આબાદ થાય બહારનાં ખેડુતોને જમીન આપી ખેડાવવાથી ભલે રાજ્યને થોડા ઘણા ફાયદા થશે પરંતુ ઈડર રાજ્યની પ્રજાને તેથી શો લાભ થશે ? ઈડર પ્રજાએ તેથી મે. દિવાન સાહેબને અરજ કરી પડતર જમીનો ઈડરના વતનીઓને ખેડવા આપવા પ્રબંધ કરાવવો જોઈએ. ઈડરનાં શ્રીમંતોએ પણ ખેડુતોની કંપનીઓ કરી સસ્તા વ્યાજે નાણાં ધીરી જમીનો દુરસ્ત કરી ખેડાવવામાં મદદરૂપ થવું જોઈએ.

એ રીતે રાજ્ય શાહુકાર અને ખેડુત એ ત્રણે સહકાર કરે તો સમસ્ત પ્રજા સુખી થાય એમાં શક નથી જમીન મહેસુલનું ધોરણ પણ આજુબાજુનાં સંજોગો વિચારી થવું જોઈએ અને બને ત્યાં સુધી તે જાથુક નક્કી કરી નાખવું જેથી ખેડુતો પોતાની જમીનોને શાન્તિથી ખેડવી શકે.

ઈડર રાજ્યમાં નાના-નાના ઠાકોરો ઘણા છે તેમના ખેડુતોની દુરદશાનો તો વિચાર થઇ શકે તેમ નથી મુડેટી ઠાકોર સાહેબના ખેડુતો મારી પાસે ઠાકોર સાહેબે તેમની અરજીઓના આપેલા જવાબો લઇ આવેલા હતા તે

જવાબોમાં ઉધ્ધતાઈ અને બેપરવાઈ સિવાય બીજું કાંઇ ન જોયું બાપદાદાના વખતથી જે જમીનો ખેડુતો ખેડતા આવ્યા છે તેની માલીકી ઠાકોરો પોતાની માને છે અને અસલ વતનીઓને હવે ઠાકોરો કહે છે કે તમારે અમારી મરજી પ્રમાણે મહેસુલ ન આપવું હોય અમારી ગુલામોની માફક વેઠ ન કરવી હોય અમે અમારા મોજશોખ માટે મોટર લાવીએ તેની કીમતનો ફાળો તમારે ના આપવો હોય તો અને જે કાંઇ કર અમો તમારા ઉપર નાખીએ તે તમે આપવા ખુશી ના હોવ તો અમારૂં ગામ અને અમારી જમીનો છોડી ચાલ્યા જાઓ કરવું તો ઘણું સહેલું છે. ખાલસા કરતાં આ ઠકરાતોની રૈયતના તો બુરા હાલ છે.

આ પટાવતો નિરંકુશ બન્યા છે તેમ એમને આપેલી ફોજદારી સત્તાનો તેઓ દુર ઉપીયોગ કરે છે. પો. ટી. એ. સાહેબે એમનાં વિરૂધ્ધની અરજી-ઓનો નીકાલ ઇડર દરબાર કરશે એમ જણાવે છે. પણ ગરીબ રૈયતની દાદ કોણ સાંભળે છે. ગામ અને જમીન છોડી બીજે વસવાટ કરવાની સલાહ આપવી સહેલી છે. પરંતુ આખા ગામે નાનજાત છોડી કુટુંબકબીલો ઘરબાર મુકી જવું સહેલું નથી જો એકસંપ હોય તો ભલા ભલા રાજાઓ નમી જાય તો આવા મામુલી ઠાકોરોનું તો શું ગજું કે મારી તો તે ખેડુતોને એજ સલાહ છે કે તેમણે પોતાની સ્થીતિનો હેવાલ રાજ્યનાં મુખ્ય અધિકારી આગળ રજુ કરવો અને મને ખાત્રી છે કે તેઓ તેનો તોડ લાવશે જો ત્યાં ન્યાયના મળે તો મે. પો. એજન્ટદ્વારા બ્રિટીશ સરકારને અરજ કરવી અને છેવટનો ઉપાય નિઃશસ્ત્રી પ્રજા પાસે એકજ સત્યાગ્રહ છે. " એ મહાત્મા ગાંધીજીનું હથીઆર છે. " એ હથીઆર વાપરતાં પહેલાં આત્મભોગ આપતાં શિખવું પડશે અને ઐક્ય સાધવું પડશે એ હથીઆર વાપરવા તૈયાર થવું અગર બીરૂ-ની માફક જમીનો છોડી ચાલ્યા જવું એજ_ઉપાય હોય શકે.

ઇડરનાં રાજ્યમાં જંગલની ઉપજ વધી શકે તેમ છે. પરંતુ જંગલખાતા તરફથી રાજ્યનું ધ્યાન ખેંચાયું હોય એમ જણાતું નથી.

આબકારીખાતાની આવક ઘણી મોટી છે ભીલ્લોની વસ્તી હોવાથી દારૂ-નો ઉપયોગ વધારે થાય છે, રાજ્ય જેમ બને તેમ દારૂનો ઉપયોગ ઓછો થાય તેવાં પગલાં ભરવાની જરૂર છે. મંડળના સભાસદોને પણ મારી વીનતી છે કે, આ ભિલ્લ કોમ જેણે પુર્વે ઇડર રાજ્યની કીર્તિ વધારી છે, તેને વિસારી દેવી ન જોઈએ તેમની સ્થિતી સુધારવા તેમનામાં પ્રાથમીક કેળવણીનો પ્રચાર કરવો

તેમને દારૂની બદીમાંથી છોડાવવા એટલે તે મોટી કોમ ઈડરની જાહોજલાલી પાછી લાવવામાં તમને ઘણી સહાયભુત થશે.

જાવક આવક દાણથી પ્રજા ઘણી પીડાય છે, દાણી લોકોનો ત્રાસ અનહદ છે, લાંચ રૂસવત પણ તેના અંગે થાય છે. એથી સામાન્ય નીતિ પણ ભ્રષ્ટ થાય છે. દાણનો દર ભારે હોવાથી વેપાર ધંધો નરમ રહે છે. અને અંતે તેનો ભાર ખેડુત પ્રજા ઉપરજ પડે છે કેટલાક ભાઈઓ દાણની તરફેણ એવી કરે છે કે દાણ નાખવાથી સ્થાનિક પાકની વસ્તુ રાજ્ય બ્હાર નહીં જતાં દેશમાંજ સોંઘી વેચી શકાય એ સિધ્ધાંત્ બરોબર નથી એ સિધ્ધાંત જ્યારે ( ટોટલ પ્રોહીબીશન ) હોય ત્યારે ઉપયોગી થાય પરંતુ તેમ થવાથી પણ બીન ખેડુત પ્રજાને ખેડુતોનાં ભોગે લાભ થાય છે. જે વધારાનો પાક હોય તે તો બ્હાર કાઢવોજ પડે અને જેટલી જકાત ભરવી પડે તેટલી રકમ ખેડુતોનાં ઘરમાં ઓછી જાય છે. આવક ઉપરનાં દાણમાં વધારો હોવાથી લોકો મોંઘા ભાવનો માલ ઉઠાવી શકતા નથી અગર દાણચોરી પરહદમાંથી સસ્તે ભાવે માલ લાવવા પ્રયત્નો કરે છે. એટલે વેપારને બધી રીતે નુકશાન પોંચે છે, ઈડર જેવા મોટા રાજ્યમાં ઇડર અને વડાલીમાં બજારો છે પરંતુ આ વેપારનાં સ્થળો દાણનાં બોજાને લીધે ખીલી શક્યા નથી એમ જણાય છે, વેપારનું ઠેકાણું નથી ત્યાં હુન્નર ઉદ્યોગની તો શું વાત કરવી ? તેથી ઇડરની પ્રજા દાણ બંધ કરવા દીવાન સાહેબ ને અરજ કરે તો તે વાસ્તવીક છે.

પંદર લાખની આવકવાળા રાજ્યની સડકો જોઇ શરમ આવે છે ગુજરાતી નિશાળોની સંખ્યા વસ્તીનાં પ્રમાણમાં સમુદ્રનાં પાણીમાં બીંદુ માત્ર છે, અને દવાખાનાં તો એકાદ બે નામનાં છે, આ પ્રજા ઉપયોગી ખાતા તરફ ધ્યાન અપાય તે સ્વભાવિક છે પરંતુ આ નવિન રાજ્યતંત્રમાં આ ઉણપો નહીં રહે એમ ઇચ્છી શું પ્રાથમીક કેળવણી મફત અને ફરજીઆત પાંચ વર્ષમાં થાય એવી એક સ્કીમ ઘડવાની જરૂર છે, પ્રજાનું ભાવી જેનાથી ઘડવાનું છે એવા કેળવણીનાં કાર્યને ઘણા ભાગે દેશી રાજ્યો ગૌણ માને છે. રા. બ. કોટક સાહેબે એ ખાતા માટે ઇલાયદા ઓફીસરની નીમણુંક કરી છે તેમ જાણી હું ખુશી થાવ છું.

ઈડર રાજ્યમાં ગુજરાતી કેળવણી ઉપરાંત સંસ્કૃત અને ઇંગ્રેજી કેળવણી માટે પણ સ્થાન છે, ખાનગી સાહસોથી ચાલતી પાઠ શાળાઓ અને અંગ્રેજી સ્કુલો સારી પ્રગતિ કરી રહેલી છે. સ્વ. શેઠ હંસરાજ પ્રાગસી ઠાકરજી અને

તેમનાં ધર્મ પત્નિ એ નાદાર રકમ અહીંની કડી આદરા ગામની ઇંગ્રેજી સ્કુલને બક્ષેલી છે, છતાં ઈડર રાજ્યે હજુ તે તરફ હાથ લંબાવ્યો નથી પંદર લાખની આવકવાળા રાજ્યમાં એક ઈંગ્રેજી હાઇ સ્કુલ ના હોય એ ખરેખર રાજ્યને શરમાવનારૂં છે, હાલમાં પેપરોમાં સાયન્સ માસ્તર અને ગ્રેજ્યુએટ શિક્ષકોની અરજીઓ મંગાઈ છે, એ જોતાં રા. બ. કોટક તે કલંક ધોવાની તૈયારીમાં હોય એમ જણાય છે, એટલે આ નવીન રાજ્યતંત્રની પ્રથમ પ્રસાદી મેળવવા ઇડર પ્રજા થોડા વખતમાં ભાગ્યશાળી થશે. રા. બ. કોટક સાહેબ સામે વિશાળ કાર્ય ક્ષેત્ર પડેલું છે તેને ખીલવવું એ તેઓશ્રીનાં હાથમાં છે. ઇડર પ્રજા તે કાર્યમાં તેમનાંથી બને તે સહાય આપવા તૈયાર છે. ચાલુ જમાનામાં જ્યારે બ્રિટીશ હિંદને જવાબદાર રાજ્યતંત્ર બક્ષવામાં આવનાર છે હિન્દનાં આગળ પડતા દેશી રાજ્યોને પણ ધારાસભાઓ રચી પ્રજાને વિશ્વાસમાં લેવાનાં પગલાં ભર્યાં છે રાજકોટ નરેશે પણ તેવી પ્રજાનાં પ્રતિનિધિઓની કાઉન્સીલ કરી શરૂઆત કરેલી છે. રા. બ. કોટક સાહેબ પણ ઇડર રાજ્યમાં તેવી કાઉન્સીલ નિમાવી પોતાની કીર્તી અમર કરશે, એવી કાઉન્સીલને જવાબદાર થતાં ભુતકાળનાં અનુભવો ઇડર પ્રજાને ફરીથી નહી થાય.

ઇડર પ્રજાએ પરિષદ ભરી એક સ્તુત્ય પગલું ભરેલું છે. આ જમાનામાં સમસ્ત પ્રજાનો અવાજ રજુ કરવાની આ એક ઉત્તમ રીત છે પ્રજાનું મનોબળ માપવાની એ તક છે, પ્રજા કેળવવાનું ઐક્ય સાધન છે, પ્રજાનું સંગઠન કરવાનું એક હથીઆર છે, ઇડર શહેરનાં ભાઇઓએ, આ પહેલી પરિષદ ભરવાનું બીડું ઝડપ્યું છે તે સમસ્ત ઇડર પ્રજા ઉપર ખરેખર ઉપકાર કર્યો છે, પરિષદ ભરવા સબંધી તમારામાં મતમતાંન્તર હતા, પરંતુ છેવટે સર્વાનુંમતે તે ઠરાવ થવાથી સૌને સંતોશ માનવાનું કારણ મળે છે. ઇડર પ્રજાકિય મંડળની કરેલી સેવા ઇડર પ્રજા વિસરી શકે તેમ નથી તેમની પાસેથી હજુ ઘણી સેવાઓ લેવાની છે; મુંબઇમાં વસ્તી ઇડર પ્રજા શુદ્ધ સ્વતંત્ર વાતાવરણમાં રહે છે. જાણીતા રાજદ્વારી પુરૂષોનાં સબંધમાં આવે છે સભાઓદ્વારા તેમ પત્રોદ્વારા ચાલુ રાજકીય ચળવળથી માહીતગાર હોય છે; તેવા પુરૂષો રાજ્ય કાર્યમાં ઠીક રસ લેઇ શકે છે તેથી મંડળને ઉત્તેજન આપી તેને વધારે સ્વતંત્ર બનાવી વગેરે કરવું એ દરેક ઇડરવાસીઓની ફરજ છે.

અંત:માં એટલુંજ ધ્યાન દેવડાવવાની રજા લેઉ છું. કે આપણી પ્રજાની દરેક સંસ્થાઓ કુસંપથી તુટી છે અને અગ્રેસરોનાં કુસંપનાં છાંટાથી પ્રજાની પાયમાલી થઇ છે, પ્રભુ તમને સન્મતી આપે અને ઇડર પ્રજાનો જય થાય એવી મારી પ્રાર્થના છે.

---

# શ્રી ઇડર પ્રજાકીય પરિષદ્.

## પ્રથમ અધિવેશનમાં પસાર કરેલા ઠરાવો.

ઠરાવ ૧ લો:—

" ઈડર, પ્રજાના ઉદ્ધાર માટે અવિશ્રાન્ત સેવા બજાવનાર ' શ્રી ઇડર પ્રજાકીય મંડળ ' ના ઉપ–પ્રમુખ સ્વ૦ શ્રીયુત્ હરગોવિંદ હરિદત્ત ઠાકરના અકાળ દેહાવસાનથી આ પરિષદ પોતાને થતો શોક પ્રદર્શિત કરે છે. અને માને છે કે, ઈડરની પ્રજાને તેમની ભારે ખોટ પડી છે. સ્વ૦ ના વિરહથી તેમના દુઃખી કુટુમ્બ પ્રત્યે સહાનુભૂતિ ધરાવે છે. અને તેમણે કરેલી પ્રસંશનિય દેશ સેવા બદલ એક સ્મારક ફંડ ઉભું કરવા ભલામણ કરે છે."

( પ્રમુખસ્થાનેથી )

ઠરાવ ૨ જો:—

" આ પરિષદ્ શ્રી ઈડર પ્રજાકીય મંડળે' ઇડર રાજ્યના ગેરવહીવટ સામે જે કાયદેસર અને નિડરતા પૂર્વક લડત ચલાવી છે તે માટે તેના કાર્યકર્ત્તાઓને ધન્યવાદ આપે છે. અને મંડળનાં કાર્ય તરફ સહાનુભૂતિ ધરાવે છે."

રજુ કરનાર રા. ચીમનલાલ કેશવલાલ.
અનુમોદન ડૉ. મગનલાલ માધવજી.
" રા. ચત્રભુજ દામોદર ઠાકર.

ઠરાવ ૩ જો:—

" ઇડર રાજ્યના ગેરરાજ્યવહીવટથી રીબાતી ઇડરની પ્રજાની દાદ ઉપર ધ્યાન આપી તેને કંઇક રાહત આપવા માટે આ પરિષદ નામદાર મુંબઇ સરકારનો આભાર માને છે, અને વિનવે છે કે, 'શ્રી ઇડર પ્રજાકીય મંડળ' દ્વારા કરવામાં આવેલી માગણીઓપર સત્વર સર્વાંશે ધ્યાન આપશે."

રજુ કરનાર રા. અમૃતલાલ લલ્લુભાઈ ત્રિવેદી.
અનુમોદન દોશી મણીલાલ માધવજી.

## ાવ ૪ મોઃ—

" ઈડર રાજ્ય તરફથી જે જે જુના હુકમો ઓર્ડરે, સ્ટેટ ગેઝેટ બંધ હતું તે દરમ્યાન બ્હાર પડયા હોય અને જેની સાથે પ્રજાને લાગે વળગે છે તે પુનઃ પ્રસિધ્ધ કરવા; વધારામાં આ પરિષદ ઇચ્છે છે કે, હવે પછીથી થતો દરેક હુકમ, ઓર્ડર, નિયમ અને ઉપજ ખરચનું બજેટ પ્રજાની જાણ, વિચારણા, અને અભિપ્રાય માટે એક માસ અગાઉ પ્રસિધ્ધ કર્યા બાદ અમલમાં મુકવા નવિન રાજ્યતંત્રને વિનતિ કરે છે."

રજુ કરનાર રા. કાશીરામ માણુકેશ્વર ઠાકુર
અનુમોદન રા. મગનલાલ જદુરાય દવે.

## ઠરાવ ૫ મોઃ—

" આ પરિષદ ઈડર રાજ્યના વહીવટીઓનું ઇડર રાજ્યના કેળવણી ખાતાની પછાત સ્થિતિ તરફ નમ્રતાપૂર્વક ધ્યાન ખેંચે છે અને ભલામણ કરે છે કે, સો (૧૦૦) ઘરની વસ્તીવાળા પ્રત્યેક ગામમાં અથવા તો જેમાં ૨૦ (વીશ) વિદ્યાર્થીઓ મળે ત્યાં પ્રાથમિકશાળા કાઢી–પ્રાથમિક કેળવણી મફત અને ફરજીયાત દાખલ કરવી; જ્યાં જ્યાં ગુજરાતી સાતધોરણ સુધીનું શિક્ષણ અપાતું હોય ત્યાં ત્યાં હાલ તુર્ત અંગ્રેજી કલાસો કહાડવા, વળી રાજ્યમાં એક હાઇસ્કુલ પુરતાં સાધનો સાથેની ખુલ્લી મુકવી.

ઠરાવ રજુ કરનાર રા. રઘુનાથ હરિદત્ત ઠાકર.
ટેકો આપનાર રા. નર્મદાશંકર જેઠારામ ઠાકર
" " રા. હેમચંદ છગનલાલ માસ્તર.

## ઠરાવ ૬ ઠોઃ—

" આજની આ પરિષદ જાહેર કરે છે કે, ઇડર રાજ્યના માજી દિવાન મી૦ વલ્લભરામ આદિત્યરામ ત્રિવેદીએ ગેરરાજ્યકારોબાર ચલાવી પ્રજાને અસંતોષ આપ્યો છે; છતાં તેઓ રાજ્યની નોકરીમાં ચાલૂ હોવાથી અવિશ્વાસની લાગણીથી જુએ છે, અને તેથી રાજ્યે તેમને નોકરીમાંથી સત્વર છુટા કરવા.

ઠરાવ રજુ કરનાર રા. કાશીરામ માણુકેશ્વર ઠાકુર.
ટેકો આપનાર રા. શિવશંકર પુંજીરામ વ્યાસ.

ઠરાવ ૭ મો:—

" આ પરિષદ્ નામદાર મુંબઈ સરકારને અરજ કરે છે કે. ઈડર પ્રજાએ કરેલા મેમોરીઅલમાં જણાવેલી ફરિયાદોની સત્વર સ્વતંત્ર કમીશનદ્વારા તપાસ કરી પ્રજાને થયેલા અન્યાય અને નુકશાનીનો બદલો અપાવવો. "

ઠરાવ રજુ કરનાર રા. ગંગારામ કૃપારામ શુકલ.
ટેકો આપનાર રા. મોહનલાલ કેશવરામ શાસ્ત્રી.

ઠરાવ ૮ મો:—

" જમીન મહેસુલના સંબંધમાં પ્રજાકીય માગણીઓ અને ખેડૂતની સ્થિતિ તેમજ જમીનના કરો વગેરેની તપાસ કરી ખાલસાના તેમજ જાગીરદારોના ગામોમાં એકજ સરખી પધ્ધતિની વિઘોટી દાખલ કરવા તેમજ ઇડર રાજ્યની મેહેસુલ પધ્ધતિમાં સુધારો વધારો કરવા માટે પ્રજાકીય બહુમતિવાળું કમીશન સત્વર નિયત કરવા આ પરિષદ ઇડર રાજ્યના વહીવટીઓને ભલામણ કરે છે અને કમીશન આગળ ખાસ કરી ને નિચેના પ્રશ્નો ઉપર ધ્યાન આપવું:—

( ૧ ) જમીન મેહેસુલના જુદા જુદા પ્રકારો અને રાજ્ય હકકો કાઢી નાંખવા.
( ૨ ) વિઘોટી વાળી જમીનના ઝાડથડની માલિકી જમીન ધારણ કરનારની ગણવી, અને તેનો જૂદો હકક કે વેરો લેવો નહીં.
( ૩ ) જમીન-વેચાણ ને ગીરોના હકકો જમીન ધારણ કરનારને બીન હરકતે જાગીરો સુધ્ધાં આખા સ્ટેટમાં ભોગવવા દેવા.
( ૪ ) રાજ્યમાં અનિયમિત અને અવ્યવહારૂ રીતે મેહેસુલ વધારી છે તે યોગ્ય છે કે કેમ ?
( ૫ ) વનચરાઈ બંધ કરવી.

ઠરાવ રજુ કરનાર રા. કાશીરામ માણકેશ્વર ઠાકુર
ટેકો આપનાર રા. ખંભાશંકર જયદેવરામ પંડ્યા.

ઠરાવ ૯ મો:—

" આ રાજ્યના ઠાકોર અને પટાવતો ને આપેલી ફોજદારી સત્તાનો દુરૂપીયોગ થતો જોઇ રાજ્યતંત્રને આગ્રહપુર્વક વિનતી કરે છે કે—તાલુકદારો, જાગીરદારો અને પટ્ટાવતો પાસેથી આવી સત્તા પાછી ખેંચી લેવી."

ઠરાવ રજુ કરનાર રા. જેઠાલાલ હરિશંકર ત્રિવેદી.
ટેકો આપનાર રા. રાજારામ શિવશંકર જાની.

ઠરાવ ૧૦ મો:—

" આ પરિષદ્ રાજ્યતંત્રને વિનંતી કરે છે કે, સ્ટેટમાંના જે જે ધાર્મિક સ્થળોના નિભાવ માટે જુના વખતથી રાજ્ય તરફથી જાગીરો બક્ષિસ આપેલી હતી; પરન્તુ પાછળથી જે જપ્ત કરવામાં આવી છે. તે તે જાગીરો સદર ધાર્મિક સ્થળોના અધિકારીઓને પાછી સોંપી દેવી; અગર જાગીરના મેહેસુલના પ્રમાણમાં વર્ષાસન નક્કી કરી રાજ્યે આપતા રહેવું.

( પ્રમુખસ્થાનેથી )

ઠરાવ ૧૧ મો:—

" જે સમયે પ્રજા પોતાના ઉપર પડતા ભારે કરના બોજા સામે પોકાર કરી રહી છે તેવે સમયે હાલના રાજ્યવહીવટમાં અમલદારોની કરવામાં આવેલી ભરતી અને વધારે પડતો દરમાયો જોતાં આ પરિષદ્ માને છે કે, હાલની વહીવટી પધ્ધતિ બહુ ખર્ચાળ થતી જાય છે કે, તેથી દેશકાળ અને પરિસ્થિતિ જોઇ કરકસરથી વહીવટ ચલાવવા ઉપર ધ્યાન આપવા આ પરિષદ નવા રાજ્યતંત્રને વિનંતી કરે છે. "

( પ્રમુખસ્થાનેથી )

નોંધ:—

આ સમયે પરિષદમાં નામદાર મહારાજાની પ્રેરણાથી મહારાજના મરજીદાનોએ અને કેટલાક મુસલમાનો તરફથી તોફાન થાય તેવો સંભવ જણાયાથી ઇડર શહેરના પહેલા વર્ગના મેજીસ્ટ્રેટ મી૦ વી૦ રા૦ રાજાએ પરિષદનું કાર્ય સત્વર આટોપી લેવાની ભલામણ કરી, જેથી ઘણા ઠરાવો વ્યકતાઓદ્વારા પરિષદ સન્મુખ રજુ કરવાના હતા તે પ્રમુખ શ્રી૦ મણીલાલ મહેતાએ પોતેજ પ્રમુખસ્થાનેથી રજુ કર્યા જેમાંના કેટલાક પરિષદ્ સન્મુખ વાંચી સંભળાવવામાં આવ્યા અને કેટલાક પ્રમુખશ્રીની ભલામણથી વગર વાંચે સર્વાનુમતે પસાર કરેલા જાહેર કરવામાં આવ્યા. જેથી રજુ કરનારના નામો કહાડી નાંખવામાં આવ્યાં છે.

…ાવ ૧૨ મો:—

" રાજ્ય તરફથી પ્રજા વર્ગ પાસે વેઠ અને વારા જેવી પધ્ધતિથી અમાનુષિક રીતે જે કામ લેવામાં આવે છે તેના પ્રત્યે આ પરિષદ્ નાખુશી

બનાવે છે. અને તેવી પધ્ધતિ તુર્તમાં બંધ કરવા રાજ્યતંત્રને વિનવે છે. અને ખેડુત પ્રજા તેમજ વ્યાપારી વર્ગને આ પરિષદ આગ્રહપૂર્વક ભલામણ કરે છે કે, કોઇ પણ ભોગે તેવી વેઠ અને વારા તેમણે કરવાને માટે ઇન્કાર કરવો."

( પ્રમુખસ્થાનેથી )

## ઠરાવ ૧૩ મો:—

" આ રાજ્યમાં આવક અને જાવક માલ ઉપર દાણ લેવામાં આવે છે તેથી અને તે લેવાની પધ્ધતિથી ખેડુત અને વ્યાપારી વર્ગને ભારે નુકશાન થાય છે. તેમજ વ્યાપાર ઉદ્યોગ વધી શકતો નથી એમ આ પરિષદ માને છે, અને તેથી રાજ્યતંત્રને ભલામણ કરે છે કે, દાણ લેવાનું રાજ્યે સદંતર બંધ કરવું.

રજુ કરનાર રા. ચીમનલાલ કેશવલાલ શેઠ
અનુમોદન રા. પાનાચંદ ગુલાબચંદ

## ઠરાવ ૧૪ મો:—

આ રાજ્યમાં આબકારી-દારૂની આમદાની દિન પ્રતિદિન વધતી જાય છે તેથી આ પરિષદ એમ માને છે કે, દારૂના પીણા પ્રત્યે લોકો બહુ દોરાય છે, અને રાજ્યે લાઇસન્સથી વેચાણની જે પદ્ધતિ દાખલ કરી છે તે વખાણવા લાયક નથી, તેથી આ પરિષદ પ્રજાને ભલામણ કરે છે કે, દારૂનું પિણું લોકોએ પિવું નહીં અને રાજ્યે વેચાણની પધ્ધતિમાં સુધારો કરવો."

( પ્રમુખ સ્થાનેથી. )

## ઠરાવ ૧૫ મો:—

ઇડર રાજ્યનાં ગેરરાજ્યવહીવટ દરમ્યાન આ રાજ્યની પોલીસે જે નિરંકુશ સત્તા ભોગવી છે, અને તે વર્ષોની જુની પધ્ધતિવાળા પોલીસ ખાતાના કેટલાક નોકરોની બદલી થઈ હોય તેમ જણાતું નથી. તેમજ પોલીસનાં માણસોમાં ઘણા ભાગે જે ભરતી કરવામાં આવે છે તે કોઇ પણ જાતની લાયકાત વિના થાય છે, માટે આ પરિષદ ઇડર રાજ્યને ભલામણ કરે છે કે—પોલીસ ખાતાના માણસો વિનયી, વિવેકી, અને ભણેલા હોય તેવાઓની નિમણુંક કરવી. અને ચાલુ નોકરીમાં તેવા લાયકાત વગરના માણસો હોય તેમને બનતી તકે ત્વરિત નોકરીમાંથી ફારેગ કરવા."

( પ્રમુખસ્થાનેથી. )

ઠરાવ ૧૬ મો:—

"બીજાં સુધરેલાં રાજ્યોની માફક ઈડરનો રાજ્ય વહીવટ પ્રજાને જવાબદાર અને તેવી પધ્ધતિ ઉપર ગોઠવવા આ પરિષદ ઈડરની રાજ્ય સત્તાને વિનંતી કરે છે."

( પ્રમુખસ્થાનેથી. )

ઠરાવ ૧૭ મો:—

"આ પરિષદની બીજી બેઠક મળે ત્યાં સુધી પરિષદનું કામકાજ કરવા સભ્યોની એક કારોબારી સમિતિ આ પરિષદ નિમે છે. અને પરિષદના બંધારણનો ખરડો ઘડી કાઢવા સદર સમિતિને સત્તા આપવામાં આવે છે."

[ પ્રમુખસ્થાનેથી ]

ઠરાવ ૧૮ મો:—

"ના૦ બ્રિટિશ સરકાર તરફથી સને ૧૯૨૯ માં રોયલ કમીશન હિંદુસ્થાનની પ્રજાને સુધારા આપવા નિમવામાં આવનાર છે તે કમીશન સમક્ષ દેશી રાજ્યોની પ્રજાનો અવાજ મજબુતીથી રજુ કરવા માટે મુંબઇમાં મળનારી સમગ્ર દેશી રાજ્યોની પ્રજા પરિષદને વિનંતી કરે છે અને મજકુર પરિષદમાં ભાગ લેવા ઇડરની પ્રજાને આ પરિષદ ભલામણ કરે છે."

( પ્રમુખસ્થાનેથી )

ઠરાવ ૧૯ મો:—

"ઈડર રાજ્યની હદમાં પઠાણો જેવી ગુન્હા કરનારી જાતોના પ્રજા ઉપર દિવસે દિવસે વધતા જતા ત્રાસ તરફ આ પરિષદ રાજ્યતંત્રનું લક્ષ ખેંચે છે અને તે બાબતમાં તુર્ત ઘટતું કરવા આગ્રહપુર્વક વિનંતિ કરે છે.'

( પ્રમુખસ્થાનેથી )

ઠરાવ ૨૦ મો:—

"ઇડર રાજ્યની નોકરીમાં લાયક ઈડરવાસીઓને પહેલી તકે દાખલ કરવા તેમજ પ્રજાના બાળકો રાજ્યની નોકરીમાં જોડાવા પ્રેરાય તે માટે નોકરીનું ધોરણ દાખલ કરવા આ પરિષદ રાજ્યતંત્રને મજબુત ભલામણ કરે છે."

( પ્રમુખસ્થાનેથી )

ઠરાવ ૨૧ મો:—

"આ પરિષદ કારોબારી સમિતિને ભલામણ કરે છે કે ઇડર પ્રજાને તેમના હકકો અને જવાબદારીઓ સંબંધે યોગ્ય તાલિમ આપી તેને

નિડર, હિંમતવાન, અને જાગૃત બનાવવા દરેક તાલુકા દીઠ એકેક એ ભવી અને દેશાભિમાની પગારદાર સ્વયંસેવકની નિમણુક કરવી."

( પ્રમુખસ્થાનેથી )

ઠરાવ ૨૨ મો:—

"આ પરિષદની બેઠક દરમ્યાન ઇડર નરેશના હજુરીઆ અને મરજીદાનો.ની સરદારી હેઠળ કેટલાકોએ મંડપની નજદીકમાં જે તોફાન મચાવ્યું છે; અને સ્થાનિક અમલદારો તે તોફાન બંધ કરવા અશક્તિવાન નિવડયા છે તે ઉપરથી આ પરિષદનું એમ ચોક્કસ માનવું છે કે, તેમાં નામદાર મહારાજા સાહેબની અનુમાત હોવી જોઇએ. અને આવી ડખલગીરીની નીતિને સખ્ત રીતે આ પરિષદ વખોડી કાઢે છે."

( પ્રમુખસ્થાનેથી )

ઠરાવ ૨૩ મો:—

"આ પરિષદ જાહેર કરે છે કે, મુઢેટી અને ટાલપટ્ટાના ઠાકોર સાહેબોને ઇડર સ્ટેટ તરફથી આપવામાં આવેલી ફોજદારી સત્તાનો તેઓ દુરૂપયોગ કરે છે. અને ગરીબ ખેડુત તથા ભીલ લોકોને હેરાન કરી કરવેરા અને વેઠનો અસહ્ય ત્રાસ આપે છે. આ ઠાકોરો નિરંકુશ રીતે ગરીબ પ્રજાને રીબાવે છે તેથી તેમની ફોજદારી સત્તા રાજ્યે પાછી ખેંચી લેવી જોઇએ એમ આ પરિષદ માને છે.

( પ્રમુખસ્થાનેથી )

ઠરાવ ૨૪ મો:—

"ઇડર પ્રજાકીય મંડળદ્વારા ઇડર પ્રજાનાં દુઃખ દૂર કરવાની લડત દરમ્યાન લેખો પ્રકટ કરી 'પ્રજામત' 'મહીકાંઠા' 'સૌરાષ્ટ્ર' 'હિંદુસ્થાન' અને 'મુંબાઈ સમાચાર' 'સાંજ વર્તમાન' વગેરે મુંબાઇના અને અન્ય સ્થળના વર્ત્તમાન પત્રોના માલિકો, અધિપતિઓ વગેરેનો આ પરિષદ આભાર માને છે."

( પ્રમુખસ્થાનેથી )

ઠરાવ ૨૫ મો:—

"આ પરિષદ રાજ્યતંત્રને વિનંતિ કરે છે કે સ્ટેટમાં વસ્તીનો મો ભાગ જ્યાં વસતો હોય તેમ જે સ્થળ આજુબાજુના ગામોની

હોય ત્યાં એક સારામાં સારી હોસ્પીટલ સાથેની દવાની ઉપયોગી સ્ટોક વાળી અને સર્જીકલ સગવડવાળી ફ્રી ડિસ્પેન્સરી સ્ટેટે ઉઘાડવી; તેને લોકસેવાના ભાવનાશાળી સર્ટિફાઈડ દાકતર અગર દાકટરોના ચાર્જમાં સોંપવી અને

(अ) દરેક તાલુકામાં અને મોટા ગામમાં એકેક ડિસ્પેનસરી ઉઘાડવી જોઇએ.

(ब) સ્રીઓના પ્રસુતિ કાર્ય માટે સ્રી ડોકટર અને મિડવાઈફ વગેરે સ્ટાફ સાથેની એક જનરલ મેટરનિટી હોમની સુતિકાગૃહ સ્થાપવું.

(क) સ્ટેટમાં પ્રજાના માંદા ઢોર અને મુંગાં પ્રાણીની સારવાર માટે વેટરનરી ડિસ્પેન્સરીઓ ઉઘાડી તેમાં ક્વોલીફાઈડ ડોકટરોની નિમણુક કરવી જાઇએ.

(ड) સ્ટેટમાં અંગ્રેજી ઔષધો પ્રચારની સાથે દેશી આયુર્વેદિક દવાને પણ ઉત્તેજન આપવું જોઇએ.

( પ્રમુખસ્થાનેથી )

રાવ ૨૬ મો:—

" આ પરિષદ મે. શેઠ સાહેબ સર પુરૂષોતમદાસ ઠાકુરદાસ અને શેઠ સાહેબ મણીભાઇ ગોકુલભાઈ જે. પી. ને વિનંતી કરે છે કે, રાજ્ય તરફથી ઇડરમાં મોટી હોસ્પીટલ ખોલવામાં આવે ત્યાં સુધી તેમના તદફથી હાલમાં ચલાવવામાં આવતી લોકપ્રિય 'ધી પીપલ્સ ફ્રી હોસ્પીટલ'ને વધુ મોટા પાયાપર ચલાવી એક મોટી હોસ્પીટલની ગરજ સારશે લાભ લેતા આ સ્ટેટના ગરીબ લોકોને આભારી કરશે. "

( પ્રમુખસ્થાનેથી )

ાવ ૨૭ મો:—

" આ પરિષદ જાહેર કરે છે કે. શેઠ અને નગરશેઠ પ્રજા નિમે છે અને રાજ્ય તેને મંજૂરી આપે છે છતાં ચાલૂ સાલમાં ઇડર શહેરમાં કોઠારી કાલીદાસ નાનચંદને રાજ્યથી નગરશેઠ નિમવામાં આવ્યા છે અને પ્રજાના હક્ક ઉપર ત્રાપ મારવામાં આવી છે પ્રજાની સંમતિ વગરના નગરશેઠને પ્રજા સ્વિકારી શકે નહીં. "

( પ્રમુખસ્થાનેથી )